હાટકેશ્વર સ્તવનાવળી

ૐ 157



# શ્રી હાટકેશ્વર સ્તવનાવળિ.

જે શ્રી હાટકેશ્વરે નાગર કોમને શ્રેષ્ઠ બનાવી, તેવા શ્રી શ્રેષ્ઠશ્રેષ્ઠ હાટકેશ્વરને નમન કરી કૃતાર્થ થઇએ છીએ × ×


લેખક તથા પ્રગટ કર્તા

શ્રી વિસલનગરા નાગર સ્ટુડંટ્સ બ્રધરહુડ તરફથી

**સૂર્યપ્રસાદ ચુનીલાલ ભટ્ટ.**

સેક્રેટરી—વ્યવસ્થાપક, અમદાવાદ.



**અમદાવાદ**--શ્રી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમા શા. મોહનલાલ મગળદાસે છાપ્યું.

સંવત ૧૯૬૮ આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦. સને ૧૯૧૨

મૂલ્ય રૂ. ૦—૨—૦.

# પ્રસ્તાવના.



અમે કેટલાક વખત થયાં "વીસલનગરા નાગર સ્ટુડન્ટસ બ્રધરહુડ" નામની સસ્થા સ્થાપી છે. સદરહુ સસ્થામાં ગ્નાતીના વીદ્યાર્થીઓનું દરેક પ્રકારે હીત કરવા બનતા પ્રયાસો કરવામાં આવે છે તેઓની શારીરીક કેળવણી માટે એક કસરતસ્થાન સ્થાપવામાં આવ્યું છે. વિદ્યાવૃદ્ધિ માટે દર રવિવારે ભાષણો આપવાની ગોઠવણ કરવામા આવી છે. તેમજ ગ્નાતીના દરેક જનના ઉપયોગ માટે એક લાયબ્રેરી સવત ૧૯૬૯ ના ચૈત્ર સુદ ૧૪ ને [illegible]થી ઉઘાડવામાં આવી છે આવી રીતે ગ્નાતીના વીદ્યાર્થીઓના હીત માટે જુદા જુદા ઉપાગો લેવામા આવે છે.

આટલાં કાર્યો કર્યા છતાં એક વિશેષ કાર્ય કરવાની મેમ્બરોની ઇચ્છાને લીધે આ પુસ્તકનો જન્મ થવા પામ્યો છે. સદરહુ પુસ્તકમા વિદ્યાર્થીઓના પ્રયાસની કવીતાઓને પ્રથમ પસંદગી આપવામાં આવી છે.

વિદ્યાર્થી વર્ગનો આ પ્રથમ પ્રયાસ હોવાથી આ કવીતાઓમાં તાલ. માત્રાઓ વિગેરેની ઘણી ખામીઓ હોય તો, આશા છે કે વાંચકવર્ગ ભુલચુક ન જોતાં વિદ્યાર્થી વર્ગને ઉત્તેજન આપશે. જો આ પુસ્તકને સારો આશ્રય મળશે. તો આવા બીજા ઘણા ભાગો પ્રસગોપાત બહાર પાડવા આ સસ્થા પ્રયત્ન કરશે.

આશા છે કે વાંચકવર્ગ સદ્દહુ સંસ્થાની હરેક રીતે સ્નેહ ઇચ્છશે.

છે આ બાલ પ્રયાસ અમારો,
ખામી દોષ નવ કાંઇ જોશો;
ભુલચુક સૌ માફ કરીને,
ધન્યવાદ તો સૌ દેશો.

અંતઃકરણની ખરી આશાઓ,
અમ તરફ સૌ મોકલશો;
ફત્તેહ ચાહીને આ સંસ્થાને,
સદાની ઉપકૃત કરશો.

**શ્રી. વિ. ના. સ્ત્રી. પ્ર.**
**અમદાવાદ.**
વિ. નાગરની **કમીટીની** વાડી
ખાડીઆ—ગોલવાડ.
ચૈત્ર સુદ ૧૪, સંવત્ ૧૯૬૯
તા. ૧૯-૪-૧૯૧૩.

લી૦ સેવક.
સુર્યપ્રસાદ ચુનીલાલ ભટ.
સેક્રેટરી.



# શ્રી વિ. ના. સ્ટુ. બ્ર. નો અત્યાર સુધીનો હેવાલ.

## ( ટુંકમાં )

**સ્થાપન.**

હાલમાં નાતમાં વિદ્યાર્થીઓની ઉન્નતિ માટે એક પણ સંસ્થા નથી અને વિદ્યાર્થીઓની ઉન્નતિની ખાસ આવશ્યક્તા છે એવું જ્ઞાતિના કેટલાક વિદ્યાર્થીઓને લાગવાથી તેઓએ એક સંસ્થા સ્થાપવાનો વિચાર કર્યો. અને તે પ્રમાણે આઠેક જણના દૃઢ વીચારથી આ સંસ્થા તા. ૧૫ મી ઓગસ્ટ ૧૯૧૩ થી જન્મ પામી.

**ઉદ્દેશ.**

આ સંસ્થાનો ઉદ્દેશ પ્રસ્તાવનામાં જણાવ્યા મુજબ નાતના દરેક વિદ્યાર્થીની દરેક પ્રકારે ચડતી કરવામાં સહાય થવાનો છે તેઓની શારીરીક તેમજ નૈતિક કેળવણી વધે તેવા ઉપાયો યોજવા તથા નાતના દરેક જણને દરેક પ્રકારે ઉપયોગી થવું તે મુખ્ય કામ છે.

**શાં શાં કામ કર્યા.**

આ સંસ્થાએ હજુ સુધીમાં આટલી ટુંક મુદ્દતમાં કેટલાંક કામો કર્યા છે. શરૂઆતથીજ વિદ્યાર્થીઓ સમક્ષ દર રવિવારે તેઓના મગજ ઉપર સારી છાપ બેસાડી શકે એવા વિષયોપર ભાષણો આપવામાં આવતાં હતાં. વચ્ચે પરીક્ષાના પ્રસંગોએ તે બંધ રાખવામાં આવતા હતા. તે પછી એવાં કેટલાંક બનાવો બનવા માંડયા કે જેથી હાલ પુરતાં તે બંધ કરવામાં આવ્યાં. હવે પછીથી એટલે આ ઉત્સવ પછીથી નિયમિત રીતે ભાષણ આપવા ગોઠવણ કરી રાખવામાં આવી છે. શારીરિક કેળવણી માટે હાલમાં એક કસરત સ્થાન ખોલવામાં આવ્યું છે, છતાં તેમાં લાભ લેનારાઓની સંખ્યા એકદમ વધી પડી છે. નાતના વિદ્યાર્થીઓના ઉપયોગ માટે એક લાયબ્રેરીની યોજના પણ ઘડી કાઢવામાં આવી છે જે સંવત્ ૧૯૬૯ ના હાટકેશ્વરના ઉત્સવના શુભ પ્રસંગથી હયાતીમાં આવશે.

આટલા બધા કાર્યો અને તે કરવાનું વિદ્યાર્થીઓને માથે, તો સ્વાભાવિકજ છે કે પૈસાની મદદની ખાસ જરૂર છે. હજુ સુધી જ્ઞાતિબંધુઓમાંથી કોઇના તરફથી કાંઇ પણ મદદ મળી નથી. આવા કાર્યો કરવામાં તન, મન, ને ધનની ખાસ જરૂર છે તન અને મન વિદ્યાર્થીઓ આપે છે, અને ધન આપવાની જ્ઞાતિજનોની ફરજ છે. તો આશા છે કે જ્ઞાતિના મુરબ્બીજનો, આ જ્ઞાતિના હરેક જનને ઉપયોગી સંસ્થા, કે જે જ્ઞાતિની સેવા બજાવવા બનતુ કરે છે, તેની તરફ પોતાનો દયાળુ હાથ લંબાવી ધનથી મદદ કરશે. અને દાનના હરેક પ્રસંગે આ સંસ્થાને યાદ કરશે. આ સંસ્થાએ કસરત સ્થાન અને લાયબ્રેરી પુરૂં પાડવાનું માથે લીધું છે, અને તે નીભાવવા ધનની ખાસ જરૂર છે. જે વિદ્યાર્થી વર્ગ પુરૂં પાડી શકતાં નથી તો જ્ઞાતિના મુરબ્બીજનોને અમે નમ્રતાપૂર્વક ફરીને વિનંતી કરીએ છીએ કે આપ આ સંસ્થાને કંઇ મદદ આપી ઉપકૃત કરશો.

સદરહુ સંસ્થાને સામટી મદદ આપનાર મુરબ્બી તરીકે ગણવામાં આવશે. આ સંસ્થામાં નાતના વિભાગો તરફ કાંઇ લક્ષ આપવામાં આવતું નથી. નાતના દરેક ગમે તે પક્ષના માણસને લાભ લેવાની છુટ છે. આ સંસ્થા કોઇ વિભાગના અંગે નહી પણ સમસ્ત જ્ઞાતિના અંગે છે માટે કોઇપણ પક્ષના સજ્જને લાભ લેતાં અથવા મદદ આપતાં અચકાવું નહી.

છેવટે સર્વે જ્ઞાતિજનોને એવી અરજ કરવામાં આવે છે કે, આપ સર્વે અંતઃકરણ થાય એવી શ્રી હાટકેશ્વર પ્રત્યે પ્રાર્થના કરશો.

**અમદાવાદ** વિસલનગરા
નાગર સ્ટુડંટસ બ્રધરહુડ
ખાડીયા ગોલવાડ સંવત
૧૯૬૯ નો હાટકેશ્વરોત્સવ.
તા. ૧૯—૪—૧૩.

લી. સર્વ જ્ઞાતિજનાધીન.

**વિ. ના. સ્ટુ. બ્રધરહુડ.**

ૐ



# મંગળાચરણ.

૧

**શાર્દૂલ વિક્રીડીત.**

વંદુ શ્રી સુખ ઈશ વિશ્વપતીને હું પ્રેમ પાસે કરી,
સરજી સુંદર સૃષ્ટિ બુદ્ધી બળથી સાક્ષાત એ છે હરી.
સર્જ્યા પ્રાણી વનસ્પતી સ્ત્રીપુરૂશો બ્રહ્માંડ કેરા ધીશને,
કરશે તે મુજ સહાય કીરતાર અંતર કૃપા આણીને.

"હરિપ્રસાદ."

---

૨

વિશ્વાધીશા વિનયથી નમુ નીત્ય ચરણે તમારે,
સર્વાત્મા હે વિનતિ સમયે આવને શીઘ્રવારે.
અંતર્યામી અકળીત કળાઓ કદી ના કળાય,
અલ્પજ્ઞાએ પ્રભુ કેમ કરિ સ્તુતિ તારિ કરાયે.
આજ્ઞાને અગણીત ચુકો જે કીધી તે સમાવો,
સર્વે મુજ ત્રીવિધજનીતોનાં દુઃખ સંતાપ કાપો.

"હરિપ્રસાદ."

---

૩

**ગણપતીની સ્તુતી.**

શ્રી પ્રથમ પ્રણામ મુજ શંભુ સુતને,
આળના ટાળનાર સિદ્ધિના આલનારા...શ્રી.
નામી તુજને આશીશ યાચું,
યશપતી રસપતી...હે......પ્રભુ......શ્રી.

પુરણુ મમ કરવા કાજ,
ધાર્યું હૈયે તુજ નામ...........યશપતી.

સાખી.

દુંદાળા દુઃખ ભંજના ધાર્યું હૈયે નામ,
સદબુદ્ધિ તું આપજે, કરવા પુરણ કામ. શ્રી.

" હરિપ્રસાદ. "

---

૪

ધરૂં ધ્યાન, ધરૂં ધ્યાન વિણાધારી તારૂં,
થાજે કૃપાળ તું બીરદાળ આશીશ માગું.
હૈયે હીંમત ધા...રી, નામ દઈ...તમારૂં.
આ કાર્ય મારૂં આદર્યું છે હે દયાળુ...ધરૂં.
વિઘ્ન હરનાર દેવિ દાતા,
તું છે દયાળ જગની માતા.
આ સંસારની સહાય કર્તા,
મધુર સ્વર આનંદ ભર્તા...........ધરૂં.

" હરિપ્રસાદ. "

---

૫

ૐ ૐામ બૉમ નમુ હાટકેશ્વરા,
સુખકરા, દુઃખહરા જયકરા—
એવા નમું શ્રી હાટકેશ્વરા.
શંકર કર કરૂણા અમપર,
મતીકર નીર્મળ, અરી અબળ કર,
સ્નેહી સબળ કર, ભસ્મ અંગધર. એવા નમુ.

છ.

---

૬

( બહુતેરા સમજાયારે—એ રાગ ).

ધ્યાન ધરો પશુપતીનું રે...હો ગુણવાન,
ધ્યાન ધરો પશુપતીનું...રે...હો...ગુણવાન.

ધ્યાન ધરેથી સુકૃત થાશે,
સદા સુખમાં દીન જાશેરે...હો...ગુણવાન.

શંકરને ભજવા થકી થશે દેહ તણું કલ્યાણ,
એવા નમો શીવશંકરા, મહેન્દ્ર ભોળાનાથ.
ઉમાપતીનું ધ્યાન ધરજોરે...હો...ગુણવાન.

જયન્ત.

---

૭

( કેડલો મુકોને મારો કંથ કોડીલારે—એ રાગ ).

સુકૃત અમારૂં કરો શંભુ જટાધારીરે,
રાખો દયા અમપરેરે, હો મહેન્દ્ર જોગી.

સંકટથી અળગા રાખો, સંહારકર્તારે,
ગુણ ગાવા આપ શક્તિરે ઉમિહો ઉમયાપતી.

લોકોમાં સન્માન અપાવો, શંભુ ભોળાનાથરે,
અમકીર્તિ પ્રસરાવોરે હો. ત્રીપુરારી.

નવિનચંદ્ર.

---

૮

ઉમાપતીનું નામ રસીલુ,
અમને લાગે રૂડુ રે—ઉમાપતી.

જશે સઘળી માયા ઉડી સમણા પેરે
ઠરશે જગત સઘળું જુઠું રે—ઉમાપતિ

સાચા પ્રભુને આજે લ્યો ઓળખી,
હૃદયમાં કરો અજવાળું—ઉમાપતી.

નવિનચંદ્ર.

૯

( વિશ્વવિનાયક જળ સ્થળ સ્થાપક એ રાગ. )

જગપતિ નાયક થાવો સાહ્યક,
બાળકને સુમત્તિ આપો.
નટવર નાગર કરૂણા રાખી,
અરજ અમારી ઉર ધારો—જગપતિ.
તુજ આધારે જગ જે ચાલે (૨)
બાળક આ જગમાં તે મ્હાલે (૨)
થયાં કુકર્મો જે કંઇ કાળે (૨)
ક્ષમા કરો હે નાથ કૃપાલે (૨)
જગતજનને આધાર છે ત્હારો (૨)
નરેહરી ભવસાગરથી ઉગારો (૨)
સત્ય આશરો એજ તમારો (૨)
બાલક વિનતી ઉરધારો—જગપતિ.

સુહૃદ.

---

૧૦

( દાસપરે દયા લાવો રે રાગ. )

નાગર બાલ હું તારો રે જયત્રીપુરારી નાગર બાલ હુ તારો.
હું તો ના તમને પુજતો (હુ) અજ્ઞાન અધારામાં ફરતો,
અજ્ઞાનથી અળગો રાખો, રાખો રે—જયત્રીપુરારી.
મમપરથી દાબ મારો કરૂં ખોટા વીચારો.
સુવિચાર બક્ષીસ આપો, આપો રે—જયત્રીપુરારી.
પ્રભુ મને અજ્ઞાની જાણી, દયા દીલ માંહી આણી,
મુજ હાથ પકડી તારો, તારો રે.—જયત્રીપુરારી.

નવિનચંદ્ર.

---

૧૧

## ભ્રાતૃ સમાજની સ્થાપના.

ગઝલ

અમે તો સ્થાપિ સંસ્થા આ, અમારી જ્ઞાતિને માટે,
અમારી જ્ઞાતિને માટે, અમારી ઉન્નતી કાજે.
કદાપિ કોઇ તો કહેશે, કહોછો શું તમે ત્યાં જઇ,
સદા ગમ્મત ને આનંદ, કરીએ ત્યાં રહી હે ભાઇ?
નથી ત્યાં ભેદ કોઇને! ન નાના મોટાનો,
બધાને સંપમાં રાખી અમો તો ઐક્યતા ઇચ્છી.
નથી ત્યાં કોઇનો ન નાના કે ન મોટાનો,
સદા આનંદ ઉદધીમાં અમે તો રેલીએ ભાઇ!
નથી કંઇ લેવું કે દેવું અમારે અન્યની સાથે.
અમે સૌ આ બધું કરીએ, અમારા હીતને માટે.

પ્રસાદ.

---

૧૨

( બહુતેરા સમજાયા એ રાગ. )

ભ્રાતૃ વર્ગનો યશ ચાહો રે હો--સુજનો.
ભ્રાતૃ વર્ગનો યશ ચાહોરે હો--સુજનો.
આઠ મ્હેમ્બરે મળી વર્ગજ સ્થાપ્યું
પછી મ્હેમ્બર કાંઈ વાધ્યા રે હો—સુજનો.
પૈસાતણી બહુ જરૂર છે આ વર્ગની માંહ્ય.
માટે શાણા સજ્જનો કરો આપ કાંઈ વિચાર.
લાયબ્રેરી લાયક નથી અમારી પાસે ફંડ,
પણ લાચાર બની અમે કરીએ કાર્યતણો આરંભ.
અરજ અમારી અંતર ધરજો રે—સુજનો.

"જયન્ત"

૧૫૪

## ૧૩

**પ્રણુતી સ્વીકારો આજ પ્રભુ અમ પ્રણુતી સ્વીકારો આજ.**

પ્રણુતી સ્વીકારીને પ્રભુ આજે
સુધારો સઘળાં કાજ. પ્રભુ.
આજ ઉત્સવને દિવસે પ્રભુ
મળ્યો છે સઘળો સાજ પ્રભુ.
આપ પ્રભુને નમીએ નીત્યે
પ્રિતી વધવા કાજ. પ્રભુ.
ભ્રાતૃ સમાજ તણી પ્રભુ આજે,
ચઢતી કરો મહારાજ. પ્રભુ.
અંતે વિનતી એટલી કરીએ,
બાળકોની પુરો આશ. પ્રભુ.

"પ્રસાદ"

---

## ૧૪

( ગોવિંદે ગુણ ગાઓરે—એ રાગ )

બંધુનું હીત ચ્હાહોરે ભ્રાતૃનું હીત ચ્હાઓરે—રે ગુણવાન.
બાળકના સુખ માટે, બાળકીના હીત માટે;
શાળાઓ સારી સ્થાપોરે, પુસ્તકશાળાઓ સ્થાપોરે.
—રે ગુણવાન.
કુલનાં અભીમાન છોડી, વિદ્યાની જોડી જોડી;
કજોડાની રીત કાપોરે, નિતીના પાઠો આપોરે—રે ગુણવાન.
જ્ઞાતીના કુસંપ છોડી, અનીતિના પંથ તોડી;
બાળકને બુદ્ધિ આપોરે, બા'ળાને બુદ્ધિ આપોરે-રે ગુણવાન.

"શશીકર"

---

જ૫૧૪

## ૧૫

( પિયુ પરદેશીને કહેજો પ્રણામ હમારા—એ રાગ. )

સૌ સજ્જનને છે વિનંતી વિભુજી હમારી, વિભુજી હમારી:
જઇ કહેજો કે સુધરે સૌ બાળક આંહી. (૨)
અભીમાનને ઇર્ષા વિગેરે, ઉન્નતિ કરશે નહી;
સ્પર્ધા, સુવિધા, એ વિના સૌ કોઇનું વળશે નહી;
બાળક તણી વીદ્યા વધારો, પાત્ર કરશો પ્રેમનાં;
બાળા તણા સુખ શોધીને વળી લગ્ન કરશો તેહનાં.
સૌ સજ્જન.

" શશીકર "

---

## ૧૬

(રક્ષ ભૂપ જ્યોર્જને તું હે જગતપતિ—એ રાગ.)

વિજય વિજય વિજય ભ્રાતૃ વર્ગનો થજો,
અધિક વિદ્યા કળા અને બળ તેનું વાધજો;
દોષ જો કંઇ હોય તો પ્રભુ માફી આપજો,
વિઘ્નો ટાળીને પ્રભુજી સુખમાં રાખજો.
કરૂણા કરીને કે વિભો અમ હ્રદે વ્યાપજો,
બાળકો જાણીને પ્રભુજી ચરણે સ્થાપજો;
અમ સુયત્ન તણું ફળ પ્રભુ સદ્ય આપજો,
કૃપા કરીને સદ્ય પ્રભુ અમ અર્થ સારજો;
સંપ ને વળી હેતની જડ ઉંડી નાંખજો,
કેશવની આ વિનતી પ્રભુ ઉર ધારજો.

પ્રસાદ.

---

## ૧૭.

( પતિ વીના પ્રેમદાના મનના પુરાય ક્યાંથી કોડ એ રાગ. )

શ્રી હાટકેશ્વર દેવ મોરારી, અંતર વસીયા આપ,
   અહો પ્રભુ અંતર વસીયા આપ.
સ્હાય થઇને હે ત્રિપુરારિ દુ:ખો સઘળાં કાપ (૨)
                    શ્રી હાટકેશ્વર.
        નાગરને ઉચ્ચપદે સ્થાપનાર
        સર્વથી ચઢતા હોદ્દો આપનાર
તે સૌ નાગર ખરા પ્રેમથી હર્ષે સેવી આપ.
   અહો પ્રભુ હર્ષે સેવી આપ.
                    સ્હાય થઇને.
        [1]હાટક જેમ સદા ચઢીઆતું.
        તેમ આપ નામ છે [2]રઢીઆતું.
તેથી હર્ષે વીનવીએ જે શ્રેષ્ઠ પદે તું સ્થાપ.
      અહો પ્રભુ શ્રેષ્ઠ પદે તું સ્થાપ.
                    સ્હાય થઇને.
                    " L."

---

## ૧૮

વધાવું આજ હું તમને,
     કર્યા આભારી છે અમને—વધાવું.
પધારો હર્ષથી સજ્જન,
     વધારો સ્નેહને અંતર—વધાવું.
પ્રભુએ દીધો જે દિન તે આનંદ માંહિ ગાળજો.
કજીયા મૂકી કંકાસને બે ઘડી તમે દૂર ટાળજો.
     રૂડો સૌ દિન આ ગાળો—વધાવું.
     તમારા શોકને ટાળો—

                    સુહૃદ.

## ૧૮.

( વિષય વાત મમ માત તજી—એ રાગ ).

ભજ ભજ ભજ તું ગિરજાપતિને ઉદ્ધાર તારો કરવાને,
ભજ ભજ ભજ તું હે જટાધારીને આ ભવસાગર તરવાને;
હે...ભજ૦
ભજ ભજ ભજ તું એ ભોળાને મોક્ષપદ મેળવવાને,
ભજ ભજ ભજ તું એ ઉમાપતિને ચરણુકમળમાં જાવાને,
ભજ ભજ ભજ તું એ પશુપતિને શુભ તારી કાયાનું કરવાને:
હે...ભજ૦

જયન્ત.

---

## ૧૯.

ૐ ભજમન શ્રિહાટકેશ્વરા

દુખ હરનારા સુખ કરનારા પાલનહારા— ૐ૦
ઉમાપતિને ભજી લેને મનવા કરવા તારૂં કલ્યાણ—ૐ૦
ભજ ભજ ભજ તું એ મહાદેવને જે વ્યાપક છે સર્વ સ્થાને—ૐ૦
રાતદાન ભજીલે એ ભોળાને કરવા તારો ઉદ્ધાર—ૐ૦

જયન્ત.

---

## ૨૦.

હરિગીતમાં ગવાય છે.

અતિ હર્ષથી આરાધીયે, આજે અમે ઉમિયા પતિ,
નિજ બાળપર લાવી દયા આપો અમોને શુભમતિ;
રહ્યું છે પ્રભુ ! આળસ અને અજ્ઞાન અમમાં અતિઘણું,
તે સર્વને વિદારી આજે દાન દોને દયાતણું;
પ્રભુ આપ છો અતિ મહાનવળી પિતા અમારી જ્ઞાતિના,
પછી શું નહીં સુધારશો બાળક પ્રભુજી આપના;
અધિક વિભુ શું વંદીએ મતી આપજો પ્રભુ પૂજ્ય છો,
નિજ બાળકોને હેતથી આણી ઉમળકો ભેટજો;

" પ્રસાદ. "

૨૧

( મારા પ્રિતમ પ્રાણાધાર શું છુપ્યા રહો—એ રાગ ).

મારા દીનદયાળુ દેવ દર્શન આપજો,
શીશુ જાણીને હે માહેશ કુમતિ કાપજો:
દાસ પરે દયા આણજો
આવેલું કષ્ટ વિદારજો
પ્રગટ થજો પ્રભુ હાવે મુને ન રિબાવશો—મારા૦
ભવોદધીમાં ગણાઉં છું
ભક્તિ નૌકાને ચાહું છું
કરજો દીનાનાથ આજે હવે મારી વ્હારજો—મારા૦
હૃદયની કઠીણતા છોડીને
મુજ મન તમથી જોડીને
દર્શન લ્હાવ નૃહરિ પ્રભુ હવે આપજો ....મારા૦

" પ્રસાદ. "

---

૨૨.

આજ આનંદ હૃદયે થાય,
પ્રભુજીના સ્નેહમાંરે.
આજ ઓચ્છવ મોટા મનાય,
પ્રભુજીના સ્નેહમાંરે.
આજ ગાનો પ્રભુનાં ગવાય,
વિભુજીના સ્નેહમાંરે.
જ્ઞાતી ત્હારો દીન ગણાય,
વિભુજીના સ્નેહથીરે.
દિન ત્હારા માનવ કૈ કૈ જાય,
પુનઃ આવા નહિ મળેરે.
અધિક ઓચ્છવ થયાં વળી થાય,
પુનઃ આવા નહિ મળેરે.

ચેતો ચેતો આ દિન ચાલ્યા જાય,
પુનઃ પાછા નહિ મળેરે.
વૃદ્ધાવસ્થા ધીમે ધીમે થાય,
જીવન પાછું નહિ મળેરે.
રાખો ભક્તિ દિનતા ઉધાર,
પુનઃ આ દિન નહિ મળેરે.

સુહૃદ

---

૨૩

## અમદાવાદ મધે વીસનગરા નાગરના હટકેશ્વર મહાદેવ વિષે ગરબા.

### ગરબો.

( કામણ દીસે છે અલબેલા એ રાગ. )

મુજ મન હીસે છે મહા શંકર દર્શન આપતારે. ટેક.

રાજનગર તો રૂડું દીસે, જોતાં મારૂં મનડું હીસે. રા
અમુલ્ય દર્શન સેવકને કરાવતારે. મુજ મન. ૧
વિસનગરા નાગરની જ્ઞાતી, સરવેમાં છે ઉત્તમ જાતી:
સેવક સેવા કરતા નિત્યે આવતારે. મુજ મન. ૨

ખાડીઆ મધે આપ બીરાજો, સૈ સેવકને મસ્તક છાજો:
સેવકના તો સરવે સંકટ ભાગતારે. મુજ મન. ૩

હાટકેશ્વર શુભ નામ સારૂં, તે મુજને અતિ લાગે પ્યારૂં.
મંડપ મધે આપો આપ બિરાજતારે. મુજ મન. ૪

ભોળાનાથ તો ભવ દુઃખ હરતા, સૈ સેવકના કારજ કરતા:
શીવશંકર સેવકનો તાપ સમાવતારે. મુજ મન. ૫

ભોળા શંકર ભભુત ચોળી, સુગંધી ચંદન ચઢે કપોળે:
બીલીપત્રની મહત્તા અતિ વધારતારે. મુજ મન. ૬

વિશ્વનાથ તો સેવક તારો, પ્રીતે કરીને પાર ઉતારો;
ભસ્મના ભોગી સેવકને મન ભાવતારે. મુજ મન. ૭

વિ.

૨૪

## ગરબો.

( નાથ કેસે ગજકો બંધ છોડાયો—એ રાગ. )

સંકર તમે સાંભળો વિનતી હમારી, તમારે ચરણ રેહે નરનારી. શં.
કાશી વિશ્વનાથ ભોળા શંકર કો, ધ્યાન ધરત ગીરધારી:
દુલભ દર્શન દેવ પાવત નહી, માનવી કોન બીચારી. શંકર. ૧
વિસનગરાની વહારેજ કરવા, મન સાથેરે વિચારી;
રાજનગરમેં આપ બસત હો, જાઉ તુજપર બલીહારી. શંકર. ૨
કરૂણારે કરજોને ભવ દુખ હરજો, આપો સુખ સંસારી:
સુબુદ્ધિ આપો કુબુદ્ધિ કાપો, સ્તુતિ અંતરમાં ધારી. શંકર. ૩
ગૌબ્રાહ્મણ પ્રતિપાળ આપ છો, દુષ્ટને નાંખો મારી;
સેવકનાનો સંકટ ભાગો, ચરણ નમે સૈ તારી. શંકર ૪
દેવ, દાનવી, યક્ષ, માનવી, પુજા કરે સૈ તારી;
રૂષી, મુની, સૈ ધ્યાન ધરત હે, આપો આપ બ્રહ્મચારી. શંકર ૫
વિશ્વનાથ વિશ્વનાથકુ કેહેવે, સુનજે વિનતી હમારી:
બેઉ કર જોડી કેહે તુજ સેવક, સેવા કરત મેં તીહારી. શંકર ૬

વિ.

---

૨૫

## આરતી.

યશદેવ, યશદેવ, પ્રભુ સૃષ્ટી તણા સ્વામી—પ્રભુ. (૨)
સહુ યામી શત નામી, સર્વાંતર ગામી. યશદેવ.
ગુણગામી ગર્વેશ, અગમ નિગમ જામી.
પિત પીતાંબર ધારી, મમ મતિ નવ પામી. યશદેવ.
દુઃખ વિદારણ નાથ, સુખદાતા દારી,
બંસી ધારી, બહુ નામી, કીર્તિ બહુ જામી. યશદેવ.

"હરિપ્રસાદ"